1807

# ऋतुसंहार.

## भाग पेहेलो.

## हेमन्त.

રચનાર

## વાહાલજી લક્ષ્મીરામ દવે.

પ્રગણા ફોજદાર. સ્વસ્થાન વળા.



અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.





સંવત ૧૯૩૯ સને ૧૮૮૨

કિંમત રૂ૦-૧-૦ એક આનો.

# પ્રસ્તાવના.

એક કુળવાન અને મરતબાવાળી ગૃહસ્થની સ્ત્રીને તેના પતીનો એક આખું વર્ષ વિયોગ રહ્યો હતો, અને તે સમયે તેના મનની જેજે વિકૃતી તથા વિચારો થઈ તનને કષ્ટ ભોગવવું પડ્યું હતું, તેનો અનુભવ તે તેનેજ હતો. આ બધા વિકાર પામેલા દુખીત વિચારો એક પતિવૃત્તા સ્વકીયા પ્રૌઢા પ્રોષિત પતીકા નાયકાથી બહાર પાડવાનો તેનો હેતુ મને તેણે એક વખત તેનો સમાગમ થતાં પોતાનાં પતીની સમક્ષ જણાવ્યો. હું કાંઈ કવિતા કરી જાણુંછું એમ તેને અનુભવ હોવાથી તથા મારી કવિતા તેને પસંદ પડવાથી તેણે આ વિચાર જણાવ્યો. થોડો વખત હું રાજ્ય પ્રકરણી કામ પ્રસંગે મુંબઈ ગયો હતો, ને કામની અડચણને લીધે તુરત બની શકે તેવું નહોતું તોપણ મેં તેને તેમ કરી બનશે તો એવી કવિતાઓ કરીશ એમ જણાવેલું. જેથી ફુરસદના વખતમાં અને નોકરીમાંથી છુટી, વખત મેળવતો ત્યારે આ કામ વખતા વખત કરતો હતો.

મારાથી જેમ બન્યું તેમ રસઅલંકારોથી ભરપૂર કરવાનો મારો યત્ન મેં બતાવવામાં ખામી રાખીછે એમ મારા વાચનારાઓ મારે માથે દોષ મૂકવાને આગળ પડશે નહીં. પણ ઓર આ ગ્રંથમાં મનના વિકારો દરેક રીતે જણાવ-

વાને હું શક્તિમાન થયોછું એમ માની આ મારા ગ્રંથને સ્વીકારશે એવી ઉમેદ રાખુંછું. સઘળી વસ્તુઓ ઉપજાતિ વૃત્તથીજ લખવામાં આવીછે, જેથી વાંચનારાઓને એકજ રાગ વાંચવાને રસ ઉપજશે.

વાલજી પી૦ લક્ષ્મીરામ.
દવે.



# ऋतुसंहार.

## भाग १ लो.

## हेमन्त.

## मंगळाचरण.

### इंद्रवजा.

જે સૃષ્ટીને પોષણ આપિ પાળે, જેની ક્રિયાથી ક્રમ તેમ ચાલે
તે સૃષ્ટી કર્તા સુખ સર્વ થાપો, આનંદ આનંદ અપાર આપો.

### ઉપજાતિવૃત.

ઊઠી પતી પ્રાતસકાળ ટાણે, કહ્યું પ્રિયાને પછિ આ પ્રમાણે;
કરીશ દેશાટન હું હવેતો, તે વિંણ સૂજે નથી જીવ રે'તો. ૧
પ્રવાસ વિદેશ કર્યા વિનાનું, રહે સદા માણસ સર્વ છાનું;
પામે નહીં તેજ પ્રસીદ્ધતાને, વધે નહીં જ્ઞાન વિશેષ માને. ૨
ગૃહસ્થને એમ ઘટે હમેશ, માટે પ્રિયા હું જઊંછું વિદેશ;
સચેતને સાવધ ખૂબ રેજો, જે થાય તે ધીરજ ધારી સ્હેજો. ૩
કરીશ દેશાટન સાંભળીને, વીંટી કરેથી પડી નીકળીને;
થૈ એજ ટાણે અતિશે ઉદાસી, બેઠી પછી બાપડિ તે વિમાસી. ૪
ચુડી ચડીને કર મૂળ પાસે, નાડી થઈ વૈદજ તે તપાસે;
બે શુદ્ધિના એદિત સાગરેતે, ઝુલે રહી સુંદરિ એ સમેતે. ૫
ઉર સ્થળો મૂસ્તક બાહુ ચાંપી, પ્રેમથિ આલીંગન ખૂબ આપી;
ફરી પછી જાગૃત ત્યાં પ્રિયાને, શિક્ષા રૂપી અમૃત પાઈ પાને. ૬

જરા થઈ સાવધ ધૈર્ય ધારી, શુ થાય આરે ગતી નાથ મારી;
ઊદાસ મૂખે રહી સામુ પૂછે, એવું જરૂરી ઘર કાર્ય શું છે?. ૭
કહ્યું ઘણું માન્યું નહીં પતીએ, કરી કડાકૂટ અતી સતીએ;
આવી નહીં કોબર યૂક્તિ તેની, સર્વે થઈ નીષ્ફળકારી એની. ૮
ક્રમે ક્રમે કારણ લાવી મૂક્યાં, જે યોગ્ય ન્યાયે કરી સર્વ ચૂકયાં;
પડ્યા પછી હાથજ ભોંય તેના, દેખાય આશાવત ચર્ણ જેના. ૯
પતી વૃતાનો શુભ ધર્મ જાણી, આધીન તે થૈ પ્રિય વૃત્તિ શાણી;
જીવ્હા થકી તે કયમ હા ભણાયે, જે બોલતાં ધાટ ઘણા ઘડાએ. ૧૦
સ્વામી તણાં વિકટ કાર્ય સીધાં, પ્રવાસનાં સાધન સર્વ લીધાં;
લેવા હતા ચાકર આદિ સાથે, થયા પછી સત્વર એક સાથે. ૧૧
પ્રતી પદા કાર્તિક શૂકલ સાંજે, પ્રસ્તાન કીધું પ્રિય શૂભ કાજે;
માગ્યો પ્રિયા આશિરવાદ જ્યારે, બોલી જરા રૂંધિત કંઠ ત્યારે. ૧૨
અધીપતી ઈશ્વર વિશ્વનો જે, રક્ષા કરો પ્રાણપતી તણી તે;
વેલા પધારી મુજ ભાળ લેજો, હું દાસિને દર્શન પ્રિય દેજો. ૧૩
નિરાશ ને ખેદજ યૂક્ત બાઈ, ઘૂમે ઘડી આમથિ તેમ ધાઈ;
આક્રંદ નારી અતિશે કરીને, સૂતી પથારી પર તે ઠરીને. ૧૪
ઘડી ઘડી ફેરવી નીજ પાસાં, મૂકે ઊંડેથી બહુધા નિસાસા;
આંખો લુછીને જળ મૂખ ધોઈ, બેઠી કહે તે સખિ સામું જોઈ. ૧૫
આનંદ ને લોક ઉલાસ રાખી, ધંધા કરેછે શુભ લાભ ચાખી;
સહુ નવે વર્ષજ રોજગાર, નવી કરેછે બહુ ધીર ધાર. ૧૬
જો આ નવા હુન્નર સૌ ઉઠાવે, સદા કરેછે જન જેમ ફાવે;
સૌને નવું વર્ષ સંયોગનુંરે, મને નવું વર્ષ વિયોગનુંરે. ૧૭

નવીન આભૂષણ જો ધરેછે, મદાંધ નારી નર સૌ ફરેછે;
એ જોઈ આવે અતિશે વિચાર, જે દૂખ ડાંમે અગ્નિ ઠાર ઠાર. ૧૮
કન્યા થકી સીત જણાય કાંઈ, જરા જરા રાત પરોઢ માંઈ;
વિચીત્ર દિસે ચમત્કાર જેનો, અધિક સંક્રાંતિ તુળા પછેનો. ૧૯
જેવા રવિ ઊદય અસ્ત થાયે, વાયુ ઘડી બે ઘડિ ભૂર વાયે;
વિયોગ હેમંતજ કાળ ટાણે, ખરે ખરો અંતક કાળ જાણે. ૨૦
ભ્રમીત એવું હું ઉચાટ વાળી, નવા નવા વેગ તુરંગ ભાળી;
વિચારના સાગરમાંહિ ડોલું, કહે સખિ આગળ કોણ ખોલું. ૨૧
જડત્વ દિસે અવળેબુદ્ધિ મારી, વેગો ચડે મૂસ્તકમાંજ ભારી;
બોલે કદી તેપર બેઠિ રહું, અશક્ત ને હું અકળાઈ ઊઠું. ૨૨
સાંધા કળેછે પગ હાથ કેરા, ફેરો ચડે છે નબળાઈ કેરા;
ઘડી ઘડીમાં સ્મૃતિ નાથની જો, લાવે છબી તે મનમાં સમીજો. ૨૩
ચાલું જરા કૈવત મંદ પાયે, દુખો ઘરેના હૃદયે સમાયે;
પાછી જરા બારથિ ધૈર્ય રાખું, ઊંડે નિસાસો વળી પાછિ નાંખું. ૨૪
લાગે સહુ છેક કૃતાંત જેવા, ગમે નહી સાસુ સ્વસૂર શેવા;
ઊચે દિલે હું રહુંછું ઉદાસી, ફીકું રહેછે મુખ આ વિકાસી. ૨૫
કષ્ટે કરીને દીન ગાળું જ્યારે, રાત્રી મહા વીકટ થાય ત્યારે;
લાંબી ઘણી વર્ષથિ તે વધારે, મુશ્કે કરી ગાળવિ એકલારે. ૨૬
ઓથાર આવી પળમાંહિ ચાંપે, તેના ભયે અંગ અતીસ કાંપે;
નહીં જરા શબ્દજ નીકળેરે, મુંઝાઈ ચીસો પછિથી પડેરે. ૨૭
આવી પછી કોઈ જરા જગાડે, હિલાવીને ચંચળતા પમાડે;
સવાર સૂધી રવડું અજંપે, ઊગે રવી તે સમયે નિશંકે. ૨૮

બેચાર ગાળ્યા દિન એમ તોયે, અધીક તે એકથિ એક હોયે;
તોમાં કરી આઠમ નોમ ગાળી, એકાદશી દૂષિત તોય બાળી. ૨૯
સહુ કહે દેવદિવાળી આવી, મારે મને કાંઇ વિરૂદ્ધ લાવી;
રૂડાં કરે ભોજન લોક હેતે, સાલે મને એક વિયોગ છેતે. ૩૦
વૃત્તો કરે તૂલશી ત્રાટ નારે, આનંદ પામે ઉપવાસ માંહે;
નાના વિધે ચંદન પુષ્પઆદી, નારાછડી મીંઢળ કુંકમાદી. ૩૧
ચૂડી અને ચુંદડી તૂળશીને, બાજોઠડી આગળ ઢાળિ તેને;
વિવાહ કીધો પછિ વીસું સાથે, કર્યું નહીં મેં અબળા અનાથે. ૩૨
ચોખા તણું મંડળ પૂરિ પાસે, શ્રંગારિને આંગણુંરે હુલાસે;
કર્યાંનહીં બ્રાહ્મણ ભોજનોને, દિધાં નહીં રે ગઉદાન કોને. ૩૩
કરૂં ઘણી એકલી હું ઉધામા, આવે નહીં તે બર કોઈ સામા;
રૂચી નહીં અન્નની કાંઇ થાય, રે જીવ મારો વલખાઈ જાયે. ૩૪
કદાચ તોયે જમવા હું જાઉં, સ્મૃતિ થયેથી વધતી મુંઝાઉં;
બાનાં બતાવી જઈ બેસું છેટી, જાણે બિજા એમ બિમારી જેથી. ૩૫
હતું નિરોગી તન જે રૂપાળું, થયું હવે તે બહુ વ્યાધિ વાળું;
ગતી હતી ચંચળ જે અગાડી, સૂસ્તી અને આળસથી બગાડી. ૩૬
વિયોગની દૂસહ દાહ ભારી, કાયા પ્રજાળે કુમળી બિચારી;
બાહિર લાગી કદિ કોઈ ઠારે, માંહેથિ લાગી અતિ માર મારે. ૩૭
વિયોગ આ એક દિશાથિ ભીડે, બિજી દિશા નિર્દય કામ પીડે;
બેને દુખે હું કચડાઈ જાઉં; કહો અરે કૂશળ ક્યાંથિ થાઉં. ૩૮
હે કામ તું શંકર ભ્રાંતિ લાવી, દમે શું કાયા કુમળીજ આવી;
જટા નથી એ શિર ચોટલોછે, કસ્તુરિ કંઠે નહીં વિષ એછે. ૩૯

નથી ધર્યો મૂસ્તક ચંદ્ર મેં તો. ફૂલો ગુંથ્યાં સુંદર ભાલ એતો;
નથી વિભૂતી ધરિ અંગ મેંતો, વિયોગથી ફીકિ પડીછું એતો. ૪૦
કહે સહૂ પુષ્પ ધનૂષ તારે, જેના વડે તું જગ સર્વ નારે;
મને જણાયે ઉલટુંજ એથી, કાંકે વ્યથા ભોગવું એ વડેથી. ૪૧
દેખાયછે કોમળ પુષ્પ જોતાં, સુગંધિ ને શૂદ્ધ પરાગ સોતાં;
આનંદ જોઈ મન જેથિ પામે, સંહાર તે કોઈ કરે શું કામે. ૪૨
રખે નહીં પુષ્પ ધનૂષ તારૂં, અનૂભવેથી ઉરમાં વિચારૂં;
કાંતો હશે ગૂપ્તજ શસ્ત્ર કોઈ, જેના શકે માણસ માત્ર જોઈ. ૪૩
હશે અતી વજ્રથિ તીવ્ર તેતો, વ્યથા કરે ના કદિ પુષ્પ છે તો;
હણે મને નિર્દયતાથિ આજે, એતો તને આ જગમાં ન છાજે. ૪૪
તું જો બહૂ છે બળિયો કદાપી, તારી રહે શક્તિ કદાચ વ્યાપી;
રિપૂ ગિરીજા પતિ તૂજ છેતો, તેની પછાડી નથિ કેમ થાતો. ૪૫
શત્રુ સમો જે બળવાન છોડી, દમે અહીં હું અબળાજ દોડી;
એ કીર્તિ તારી નહિરે વધારે, સારૂં હવે જો સ્થળ જાય સારે. ૪૬
આયુદ્ધ તારાં ફુલ રૂપ જે છે, દયા વિનાનાં થઇને દમે છે;
દાઝો અને ઉપર લૂણ મૂકે, શરીર સુકોમળ એથિ સૂકે. ૪૭
રૂડી અને સુંદર જે રતીછે, લલીત જેની અતિશે ગતીછે;
એવી પ્રિયાને છળથી તજીને, આવે અહીં આયુધ શું સજીને. ૪૮
ધરે કુસુમાયુધ કામ જોતું, અહીં નથી વાપરવુંજ જોતું;
તારી રતીનાપર જો તું ફેંકે, એથી કહે કિંચિત હાની છે કે ? ૪૯
છે ફુલ રૂપે પણ નામનું એ, હશે ખરે ઘાતક તે ઘણું એ;
કરે યથા નામ તથા ગુણોને, એવા જનોનાં ધનછે મનોને. ૫૦

લીધું કદી તે શર ફુલનું જો, કરે મહા કારજ શુળનું જો;
અરે નથી શીતળ તે જરાએ, અગ્ની થકી ઓછુ ન તે ધરાએ. ૫૧
જો માલતી ડોલર મલ્લિકાનાં, ફુલો ખિલ્યાંને કમળો બિડાણાં;
પક્ષી ગયાં સૌ લય પામી જેથી, સુર્યાસ્ત પામ્યોજ જણાય એથી. ૫૨
ક્ષમા ક્ષમા હે સ્મર દેવ હારી, નમી કરૂં આજીવતા તમારી;
હણાઉછું હું તમથી હવેતો, હોયે કદાચે મુજ જીવ જોતો. ૫૩
ઊગે શશી પૂરવ દીશ પેલો, જે ગોળછે રક્ત અતી થયેલો;
ગોળાકૃતિમાં ચડિ તેજ આવે, વિશ્વેષ્ય વ્યાધી ઉર ઉપજાવે. ૫૪
પરીધથી અર્ધ કપાય જ્યારે, પૃથ્વી તણી કોરણથીજ ત્યારે;
દિશા થકી તે અનુરક્ત દીસે, વર્તુળ આવે પછિ એજ મીશે. ૫૫
ઊંચે થયો કીરણથી પ્રકાશ, કર્યો બધો તીમિરનોજ નાશ;
પછી કરી સર્વ રતાશ દૂરે, ધિમે ધિમે તે તજી દુષ્ટ ક્રુરે. ૫૬
પછી થયો તે ગતિમાન જેવો, રંગે થયો સુંદર શ્વેત તેવો;
શાસ્ત્રો વિષે અમૃત સીંચનારો, મને જણાયે દુખ આપનારો. ૫૭
ગયો ભલે ગૌતમને ઘરે તું, થયો ભલે શાપિત પાપિરે તું;
આવી રૂપીને મન દુખ દીધું, બૂદ્ધિ પ્રમાણે ફળ પ્રાપ્ત કીધું. ૫૮
થયો કળાભંગ હમેશ જ્યારે, સમો રહ્યો તું જગમાંજ ત્યારે;
કેવો નહીં તો ક્રુર કોણ જાણે, થાતે અરે તું શશિ આ પ્રમાણે. ૫૯
વિનોદ ટાણે સખિને કહેછે, તુરંગ જેતે મનમાં લહેછે;
આકાશમાં આ નથિ ચંદ્ર રે એ, અંબુજ ગંગાજળમાં તરે એ. ૬૦
ઘણા કહેછેજ કલંક એમાં, ઘણા નિધીગાર કુરંગ તેમાં;
એતો કર્યું પાન તિમીર એથી, કાળુ થયું ઊદય ચંદ્ર જેથી. ૬૧

નથી શશી કારણ તીવ્ર લાગે, નથી રવી રાત સમે ન ઊગે
સમૂદ્રમાંથી વડવા નળાગ્ની, બહાર આવી પ્રગટ્યો નિશાની. ૬૨
સૂરે મથ્યો ક્ષીર સમૂદ્ર જ્યારે, લાગ્યોજ મંદ્રાચળ ચંદ્ર ત્યારે;
પડીજ ખાડો શશિને ગયોછે, તે કાળથી લાંછિત તે થયોછે. ૬૩
તું ચંદ્રરે માણસને પિડેછે, એવાં ચરીત્રો કરતો ફરેછે;
તેથીજ દોષાકર તું થયોછે, નભે જઈ કારણ તે રહ્યો છે. ૬૪
જો આ સખી કાર્તિક પૂર્ણીમાના, મેળા મળેછે બહુ આ સમાના;
વિધી વિધીનાં શુભ વસ્ત્ર ધારી, નરો અને બાળક સાથ નારી.૬૫
સાથે ફરેછે સહુએ સજોડે, ગૃહી પ્રિયાનો કર પૂર્ણ કોડે;
આંહીં ફરૂં એકલી હું વિયોગી, ગયો વિદેશે પિયુ મૂજ ભોગી.૬૬
નવાં નવાં પંથિ લોક આવે, મેળાં મળી શંઘજ તે જમાવે;
જમી રમીને બહુ મોજ મારે, મેળો થયો આ દુખનોજ મારે.૬૭
યાત્રા કરીને થઈ શાંત પોતે, જાયે સખીરિ ઘર સર્વ જોતે;
ઘરે નહીં પ્રાણપતી પધારે, અરે થયો દીવસ એમ મારે. ૬૮
થંડો હિમાળુ અલિ વાયુ વાયે, જે છાતિ ભેદી વળિ પાર જાયે;
સાલે મને બાણ વિયોગનુંરે, બીજું અહીં શીતળ વાયુનું રે. ૬૯
નાનાં વિધીનાં જમણો કરીને, સગાં સહુને વળિ નોતરીને;
કર્યાં નહીં હાથજ કોઈ એકો, શું હું કરૂં હાથ પડ્યો છ હેઠો. ૭૦
મીઠી અને સુંદર ચાંદનીમાં, પડોસણી જે ગજ ગામિનીમાં;
બિછાવિને જાજમ આંગણેરે, નાખી ગલીચો હું સુવા સણેરે. ૭૧
શોભીત ભાતીગળ વસ્ત્ર પેરી, બેઠી સખીના ગણમાં હું લ્હેરી;
ગાયાં નહી સુંદર ગીત ક્યારે, પન્થી જનો મોહિત થાય ત્યારે.૭૨

આણી ગમેથી પિયુ રંજ પામે, બીજી ગમે તોડક લોક જામે;
ધિમે સ્વરેથી ગરબા ન ગાયા, નસીબ યોગે નવ દીન આવ્યા.૭૩
દેવા મળેછે સહિયો દિલાસા, દ્રષ્ટાંત આપી મનરંજ ખાસા;
શિક્ષા બધીએ વિષ તૂલ્ય લાગે, વિયોગની દાહ વિશેષ જાગે.૭૪
રૂંવે રૂંવે વૃશ્ચિક વેદનાઓ, આવી નડેછેજ વિટંબનાઓ;
આશા પછીતે પ્રિય આવવાની, કહો ક્યા કામનિ તે થવાની.૭૫
મોટો ગિરી તેથિ સમૂદ્ર જાણો, આકાશ તેથી પરબ્રહ્મ શાણો;
તે સર્વથી મોટી હમેશ આશા, આપે બહુ જે દિલને દિલાસા.૭૬
લાગે મને તે નહીં કામ જેવા, બચે મુખે માત્રજ તે કહેવા;
અધૈર્ય આપ્યું વિષ મૂજ અંગે, કરી શકું કામ નહીં ઊમંગે. ૭૭
વિશ્વાસઘાતી ખળ મંન મારૂં, ચકોરને ચંચળ ને હું વારૂં;
રાખ્યું ઘણું અંકુશ તોય નાશી, જાયે પછોથી રહુંછું વિમાશી.૭૮
ઘડીકમાં સૂક્ષ્મ થાય ચારૂ, અણુ થકી અલ્પ ગરીબ સારૂ;
પાછું વળી જો કરિ રૂપ જાયે, બ્રહ્માંડમાં તે નવરે સમાયે. ૭૯
પછી અરે અંકુશ ક્યાંથી લાવું, દેખ્યું નહીં કોઈ કુટીલ આવું;
અંકૂશને કોરણ એક રાખે, અલભ્ય લાભો જઈ ખૂબ ચાખે.૮૦
ચાપલ્યતાને ગતિજો વિચારૂં, મળે નહીં તે સમ કોઈ ધાર્યું;
જણાય તે વીજળિથી વિશેષે, વિચીત્ર એની રચના હમેશે. ૮૧
મોટા રમેછે ખળના રમાડા, આવી કરેછે અતિશે ઉપાડા;
દબાવ્યું તે નાજ દબાય કાંઈ, ઊપાય જેના મૂજ પાસ નાંઈ.૮૨
વળી ઘડીમાં બનિ સાધુ જેવું, ગરીબ વૈરાગિ તપસ્વિ જેવું;
જંજાળથી છેક વિરક્ત દિસે, ક્ષણે ફરી જાયજ તે અતીશે. ૮૩

વારૂ કદીજો કંઈ બોધ આપું, વિતર્કને વેગથિ હું ઉથાપું;
વિરૂધ્ધ તે કારણ દેખડાવી, આડે મુકે મારગ તે ચડાવી. ૮૪
અસંભવે સંભવ ભાવિ રાખે, હોયે જ્હાં સંભવ કાડી નાંખે;
અયોગ્યને યોગ્ય કરી બતાવે, એવી રીતે આ મનડું સતાવે. ૮૫
રૂંઝુ વળે ને રવિ અસ્ત થાયે, માળે સહુ પક્ષિ નિદાન જાયે;
ઊડે નહીં કો અહિંથી તહીંગે, મારો ઉડે જીવ ઘણો સહીંરે. ૮૬
અભેદ્યને જો જડ વસ્તુ હોયે, પ્રવેશ તેમાં કરિ જાય તોયે;
નડે નહીં તીમિર ધારું કોઈ, જે હું રહું વિસ્મયતાથિ જોઈ. ૮૭
લાગેછ આજે અતી અંધકાર, લિપાય જાણે તન સંગ ગાર;
વર્ષાદ તે અંજનનો જણાએ, બહારને અંદર ના ભળાયે. ૮૮
પ્રવેશ તે સોય કરી શકેના, ઉપાય લાગે નહિ કામ કેના;
એવે સમે મોકળું મોંલી આવે, આશ્ચર્ય સાનંદથિ ઉપજાવે. ૮૯
પેલી વિયોગી ચકવી રડેછે, પાંખુ વિનાની થઈ આંથડેછે;
ઊડી ક્ષણે આમથિ તેમ ધાયે, તોયે પતીનો નવ સંગ થાયે. ૯૦
નિરાશને ખેદ સહીત નારી, નેત્રેંથી મૂકે જળ તે બિચારી;
આક્રંદ તેનું દિલને હિલાવી, કઠીણ નાખે મન પીગળાવી. ૯૧
પ્રભાતમાં તે પ્રિય સ્વામિ સંગે, મળી જશે સત્વર તે ઊમંગે;
તેવે સમે આ દુખ ભૂલિ જાશે, સંતોષને શાંતિ વિશેષ થાશે. ૯૨
મારો નહીં પિંયુ પ્રભાત આવે, રહી અસંતોષથિ હું અભાવે;
સુખી થશે તે ચકવી હુલાસે, દૂખીતધું હું ચકવી નિરાશે. ૯૩
રાતે જુએ ચંદ્ર ચકોર સામે, પીઈ સુધા આશ્રમમાં વિસામે;
એકાગ્ર દ્રષ્ટી કરિ પૂર્ણ પ્રીતે, નિમગ્નતાથી ટકી શુભ રીતે. ૯૪

તેવું નિહાળું પ્રિય પંથ સામું, તથાપિ ના દર્શન શુભ પામું;
સાધ્યા સહુ અર્થ ચકોર તારા, વૃથા થયા સર્વ ઉપાય મારા. ૯૫
નિશા વિષે જ્યાં સહુ શાંત થાયે, આરામ લેતાં સહુ જન થાયે
પડે ન કાને ધ્વની કોઈ જ્યારે, થાયે સ્મૃતિ નાથનીખૂબ ત્યારે. ૯૬
સંકલ્પ વીકલ્પ રૂપિ સિડીને, આનંદ પામું ચડિ ઊતરીને;
તેવારે નીદ્રા સુખ નાશ પામે, આવી પતીની છબિ થાય સામે. ૯૭
આકાર તે સાદ્રશ દીલ દેખે, નેત્રો નહીં કીન્ચિત તેજ પેખે;
અતીશ એથી ગભરાઈ જોઉં. ઊંડે નિસાસે વળતી હું રોઉં. ૯૮
પાસાં ઘણું ફેરવું વાર વાર, તપે બહુ જે રહિ એક ઠાર;
દૂખે બને આંખ ઉજાગરાથી, બળે વળિ તે રૂદનો કર્યાથી. ૯૯
પ્રભાત ટાણે ઉઠિ બેઠિ થાઉં, ફેરા જરા આમથિ તેમ ખાઉં;
ઊંચેથિ આ મારગ રાજ સામું, જોઈ અલીરિ બહુ ખેદ પામું. ૧૦૦
મધ્યા અને બાળ પ્રગલ્ભ નારી, શરીર આભૂષણથી સમારી
નવાં નવાં અંબર સર્વ પેરી, સ્વરૂપમાં સૂઘડતા ઉમેરી. ૧૦૧
જતિ અને આવતિ તે ભળાય, જેણે કરી આ મન દુખવાય;
એ જોઇને હું થઉંછું અદેખી, શત્રૂસમી તે મુજ મન લેખી. ૧૦૨
આપે મનેતો વધતો બળાપો, પતી વિનાના વધતા વિલાપો;
દિસે બધી કંથનિ એહ ભોગી, રોગી પડી હું પતિની વિયોગી. ૧૦૩
પગે બહુ બાજરિયાં દિપેછે, લલીત જો લંગર ઓપિતાં છે;
વાગે રૂડા આ વિછુવા રૂપાળા, છવીંટિયાં શ્વેત અને સુંવાળાં. ૧૦૪
કાંબી તણો જો રણકાર થાયે, છવીંટીયાંનો છમકાટ થાયે;
બોલે ઘણા સુંદર ઘૂઘરાઓ, લાગે ઘણી છાતિ વિષે છરાઓ. ૧૦૫

ટુંકી જરા ચાલથિ જે ઠમૂકે, કિનારિયે ઘૂઘરિયો ઘમૂકે;
ચાલતિ જો બાળ ચિરાઈ જાયે, ચિરાડિયાંરે મુજ છાતિ થાયે ૧૦૬
કટેસરી ઓપિત જે ગળેછે, થઈ કટારી મુજને મળેછે;
ત્રુશી અને માદળિયાં સુનેરાં, દોરો અને રે થઈ હાર પેરી. ૧૦૭
ઘણી ખરી નીકળતી વનીતા,* આણે મનેતો ઉરમાંહિં ચીન્તા;
શીમંતના જે ઘરની ઠરેછે, મુક્તા મણી હારથિ તે ફરેછે. ૧૦૮
રૂડી દિસે રંગિત રામ નોમી, બાજુ અને માદરડી બદામી;
ઝવેરને શોભિત પોખરાજો, જડેલ જે કુંદન માંહિ તાજો. ૧૦૯
તેજસ્વિને એ ચળકે વધારે, અભીનવી ભામિનિ થાય ભારે;
કરેં દિપે કંકણ ચૂડિ જોડે, બાજુ અને ગૂજરિ પેરિ કોડે. ૧૧૦
લીલાં પિળાં દર્શનિયાં સહીતે, શોભા વળી અંગડિયેં બનીતે;
જોઉછું હું દૂખણિ દાઝ આણી, અરે અલી દાઝન તેહ જાણી. ૧૧૧
કપોળમાં સુંદર ગોળ પેલો, કુંકૂમને કેસરથી મળેલો;
ચારૂ ઘણા ચંદન ચાંદલાને, દેખી બળુંછું બહુએ બલાને. ૧૧૨
નિંચે વળો બીનકિ કાળી લીલી, શોભા વધારે વનિતા રસીલી;
સેંથો પુર્યો સુદર માગ માંહી, ચિરે ઉભું તે મુજ ઉર આંહી. ૧૧૩
કેકે ધરીછે કરણે અકોટી, કેકે ધરી બૂટનિ માંહિ ત્રોટી
જડાવજો કોકરવાં ધર્યાછે, નવાં નવાં કૌતક રે કર્યાછે. ૧૧૪
પ્રખાંનિ ને સુંદર ઠોળિઆંઓ, સુનેરી રૂડાં ફુલ વેળિયાંઓ;
કાને ઘણીને પનડા ઝઝૂમે, મોતી જડેલાં લટકેછ લૂમે. ૧૧૫
વાળેલ ચાતુર્યથિ ચોટલાઓ, લેછે ઘણી જુજ વિલાસ લાવો.
ઉભી રહેછે રસતે જતાં તે, સામી મળેતે સખિ સાથ ખાંતે. ૧૧૬

સાસુ તણીજો કરતી ગિલાઓ, જેવી રીતે વાપરતી કળાઓ;
મોખી પડેછે દઈ હાથ તાળી, વાગી રહિછે મુજ આંહિ પાળી.૧૧૭
એ જોઈ આંખે બહુ ઝેર આવે, વિયોગણીનું નવ કાંઈ ફાવે;
માતેલ ચાલે મદમાંહિ પેલી, સ્વામી તણા સુખથિ પ્રેમ ઘેલી.૧૧૮
એવી બની હુંજ મદાંધ ત્યારે, ચાલું પતી આગળ તેમ કયારે
કદાચ આવે સુખ એ સમાનું, હું પાડ તારો અતિ એની માનું.૧૧૯
લોકો કહેછે મુજને અદેખી, શું હું કરૂં દુખથિ બોલું એકી;
વંઝા શું જાણે પ્રસુતા પિડાને, મુગ્ધા શું જાણે રસની કિડાને.૧૨૦
અનુભવી જે જન તેહ જાણે, બીજા કહો તે દુખ શું પ્રમાણે;
બોલું વધુ તો બહુ દ્વેષ ભાવે, સર્વે તણી ધારણ માંહિ આવે.૧૨૧
બોલ્યા વિના તો રેહારે શકાતું, નથી અરે આ મન સ્થીર થાતું;
નારી ધરે તીક્ષણ નાક કાંટો, લૈને વળેછે મૂજ જીવ આંટો.૧૨૨
જડેલ ચુની શુભ મધ્ય તેને, મોતી ગુંથ્યાંછે ફરતાંજ જેને;
તેને પડ્યો નાક અનું થઇને, મને ખુચે નેત્ર કનું થઇને. ૧૨૩
જોઊં વધૂ તો વધુ દ્વેષ આવે, વિયોગ પીડા મુજને નચાવે;
ઉભું રેહેવું નવ આજ બારી, ઘણાં થઈ સંકટ આપનારી. ૧૨૪
વિરક્ત સંસારનિ આ પડોસી, નાઈ કરી પેલિ પ્રભાત ડોસી;
જાયે ઘણા ભાવથિ દેવ દેરે, એતો મનરે દુખને ઉમેરે. ૧૨૫
શ્રૃદ્ધા થકી તે હરનામ લેતી, શ્રીકૃષ્ન બીજી મુખ રામ કેતી;
ઓખા લઇને ચપટી સિધાવે, પૂજે પ્રભૂને બહુ શુદ્ધ ભાવે.૧૨૬
એના પ્રભૂ દેવળમાં બિરાજે, મારો પ્રભૂ આજ વિદેશ રાજે;
વણીક પેલી વનિતા ચટાકી, જે બોલવામાં બહુછે બટાકી.૧૨૭

ચાલે જરા તે મચકો કરીને, પંથે પળાતાં જનથી તરીને;
કટી વિશે કોથળી એક રાખી, ગોખ્યા અને ચંદન માંહિ નાંખી. ૧૨૮
બે ચાર સાથે સ્તવનો કરીને, પરીક્રમાઓ ફરતી ફરીને;
તીર્થંકરોની શુભ મૂરતીને, લાગી પગે આગળ આવતીને. ૧૧૯
પાછી ગઈ ગોરજી વંદવાને, કહે પધારો અન ઓરવાને;
એવી રિતે શ્રાવકડિ સહુરે, વૃતો કરે સુંદરિ એ બહુરે. ૧૩૦
આણી ગમે વલ્લભ ભાટિયાણી, મર્જાદથી તે બનિ નાગરાણી;
ગ્રાળે થઈને વળિ નાઈ ધોઈ, જે ભાવનાને રહિશું હું જોઈ. ૧૩૧
છાયેલ રૂડું ઊમળેટ પેરી, ધસે હવેલી પર તે અધીરી,
મા'રાજનાં દર્શન સાથ લેવા, મહા પ્રભૂનો પરસાદ લેવા. ૧૩૨
આવે જુઓ ઊલટ ભેર દોડી, લજ્જા અને બીકજ રાખી થોડી;
દોડા કરે વૈશ્નવડી હવેલી, જાણે દિસે પ્રેમનિ છેક ઘેલી. ૧૩૩
જેજે પ્રભૂ વલ્લવ ગીરધારી, લિલા તણાં કીર્તનને ઉચારી;
કથા સુણી કૃશ્નનિ મૂર્તિ પૂજે, મૂકતી હમેશાં મન એમ સૂઝે. ૧૩૪
ઘણી ખરી નીર્લજ નાયકાઓ, સામા મળે લંપટ છાકટાઓ;
તેના સમા વક્ર કટાક્ષ મારે, આવી પછી મંદિરમાં ઉભારે. ૧૩૫
પેલી ગમે શૈવ સુમાર્ગ વાળી, બને નિચાં નીર્મળ નેત્ર ઢાળી;
સ્તુતિ કરે શંકરની સમીપે, જે ભક્તિ શ્રદ્ધાથિ વિશેષ દીપે. ૧૩૬
ધિમે સ્વરે દેવળ ઘંટ વાગે, જેને સુણીને શ્રવણેંદ્રિ જાગે;
પિડા તણાં એ સહુ સાધનોછે, એવાં બધાંએ પુરનાં જનોછે. ૧૩૭
સંક્રાંતી આ વૃશ્ચિક આવિ બેઠી, ચીંતા રૂપે ચીંત પ્રવેશ પેઠી;
ધાર્યું ન મારૂં કંઈ ઊતર્યું રે, પ્રતીપ તે સૌ પ્રભુએ કર્યું રે. ૧૩૮

અંધારિયાના દિવસો અકારા, જાયે નહી તે ઝટરે નકારા;
સુઝે નહીં માણુસ માત્ર કોઈ, શકે નહીં સૂક્ષ્મ વસ્તુ જોઈ. ૧૩૯
સવારને સાંજ બપોર કોઈ, એકુ સ્ત્રિયો આવતિ ભાત જોઈ;
આવે મનેતો પતિ યાદ મારો, વિચીત્ર તેની સ્થિતિના વિચારો. ૧૪૦
ખાયે ઘણા એતર એશિ ખાંતે, પરીશ્રમેથી છુટિ ને નિરાંતે;
સ્વેચ્છા પ્રમાણે કરિ કામ પોતે, પાછી વળે માનુનિ પેલિ જોતે. ૧૪૧
ટાણે પતી પ્રકૃતિ જાળવીને, પાસે રહીને ખવરાવિ તેને;
છતી વળી તે જય પામી જાણે, ઘરે અતી ગર્વજ તે પ્રમાણે. ૧૪૨
જે શાક ભાજી રૂતુ નીપજાવે, મોંઘે મુલે રોજ બજાર આવે;
હર્ષે કરી આગ્રહથી મગાવી, સમારિને સૂઘટતાથિ લાવી. ૧૪૩
નાનાવિધે વસ્તુ થકી વઘારી, ઘણા મશાલા લવણે સુધારી;
કરી પરીપક્વજ પાસ આવી, વાનાં ભરીને નવ થાળ લાવી.
સ્વાદીષ્ટને સુંદર ભોજનોથી, મોળાં ગળ્યાં તીક્ષણ વાસનાથી;
અનેક ભાતી પકવાન જાડે, નહીં જમાડ્યા પિયુ એન કોડે. ૧૪૫
ઊનાં ઊનાં પીરસિ પ્રેમધારે, કેને જમાડું પિયુડો નથારે;
સંયોગ ટાણે સખિ ખાધું પીધું, આવે ઘણું યાદજ સૂખ લીધું. ૧૪૬
એળે ગયો કાર્તિક માસ મારો, દાડા વધેતો દુખમાં વધારો;
અસહ્ય જે આસિત પ્રાણ વાળે, વિહોગિને સૂકોમળ દેહ બાળે. ૧૪૭
અનેક જે પોષ્ટિક પાક લાવે, જેના પરે દૂધ કેઢેલ આવે;
મોઘી મહા ઔષધિ હોય જેમાં, રહે ચડેલો કંઈ કેફ તેમાં. ૧૪૮
એવા અહીં પાક પિયૂ વિનાના, અરે થયાછે વિષ આ સમાના;
કદાચ જો તે પર દ્રષ્ટિ જાયે, હૈડું બળીને અતિ ખાખ થાયે. ૧૪૯

ખુશી થકીના ઘર કામ સૂઝ, બેશી રહુંછું ઘરમાં અમૂઝ;
સ્નેહી સગાં કો મળવાજ આવે, કરૂં ન તેનો સતકાર ભાવે.૧૫૦
વાતો કરે તે કંઈ આડિ આડી, મુકે મને તો દુખને પમાડી;
પતી તણી પ્રેમથિ વાત કહાડે, એવું કહીને સ્મૃતિને જગાડે.૧૫૧
પછી બળુંને અંકળાઈ ઉઠું, બેસું રહું મૂસ્તક મૂજ કુટું;
પિડા થકી ગાભરિ આમ તેમં, થાયે વિચારો કરૂં બેનિ કેમ!૧૫૨
શાંતી થતાંરે બહુ કાળ લાગે, વિર્હાગ્નિ આગ્મે તન રોમ જાગે;
પાછી પડું તમર ખાઈ જ્યારે, દયામણીરે સ્થિતિ થાય ત્યારે.૧૫૩
પાછા કંઈ હું ઊપચાર પામુ, અંતે પડે તે થઇને નકામું;
કદાચ મારો તન વ્યાધી જાયે, આરોગ્ય તેથી મન કેમ થાયે.૧૫૪
સાંધા કળે સર્વ શરીર કેરા, કરે બધાં વ્યાધી તણા ઉમેરા;
થઈ અરે આ ગતિ મંદ મારી, જોને હવે હું અતિ દીન હારી.૧૫૫
સરોજ કાંતીવત મૂખ મારૂં, કેવું થયું આજ અરે નઠારૂં;
ઉડી ગઈજે હતી કાંઈ લાલી, જોજો અરે ઓસખિ મૂજ વાલી.૧૫૬
રાતા હતા જે અધરોષ્ટ મારા, પ્રવાળ જેવા મણિ તુલ્ય સારા;
ફાટી ગઈ ખુબ ચિરા પડેછે, રૂધીર તેમાંથિ હવે વહેછે. ૧૫૭
લિસું હતું જે મુજ વક્ર આગે, શોભિત થાતું પ્રતિદીન રાગે;
ગુલાબ જેવા શુભ રંગ વાળા, ગાલો હતા જે અતિશે સુંવાળા. ૧૫૮
ગયા બહુતે તરડાઈ આજે, દેખાડતાં હું શરમાઊ લાજે;
સુકાઈ છુંહું પતિના વિયોગે, પીળું પડયુંછે તન તેજ રોગે.૧૫૯
સોના સળી છાટમ ને લપેટા, ભાતી ઘણી જે કિનખાબ કેતા;
અનેક એ રેશમિ વસ્ત્રમારાં, કસુંબિ જે ઓઢણિ રંગ સારાં. ૧૬૦

જે પેરિ થાતી મનમાં હું રાજી, તે દેખિ આજે થઉંછું કરાજી;
જેજે હતાં વૈભવ આપનારાં, તેતે થયાંછે દુખ આપનારાં. ૧૬૧
શોભીત રૂડા ગલિચા ઇરાની, જાતો ઘણી જૂજવિને પિછાની;
કર્યો હતો સંગ્રહ જેહ રાખી, જણાય એ ઉચ્ચજ આજ રાશી. ૧૬૨
રાખ્યું હતું વૈભવ કાજ લેવા, સામાં થયાં સાધન દૂખ દેવા;
સર્વે થયુંછે જગ એન ખારૂં, વિમાંસિને એકલી હું વિચારૂં. ૧૬૩
બનાતને ધાબળી સાલ જોટા, સોનેરિને કાંગરિદાર બૂટા;
ઉંફાળિ જે આગળલાગતી તે, અગ્ની સમી આજ દિસે થતીતે.૧૬૪
પેરે કદાચે જન કોઈ પામે, ઓઢી અને નીકળિ જાય સામે;
જોઉં પછી તે ગમ ખાર આણી, રિપુ સમા એ જનસર્વજાણી ૧૬૫
સાંજે સવારે જમતાં નિરાંતે, તાપે ઘણાં લોક હમેશ ખાંતે;
હું તાપું મારા મનના ઉતાપો, વિયોગના જે પ્રગટે પ્રતાપો. ૧૬૬
નથી અરે કીન્ચિત સૂખ થાતું, નથી અરે કીન્ચિત પાછું જાતું,
ઊતાપના ઓટ અતી ચડેછે, એકા પછી તે ક્રમમાં પડેછે.૧૬૭
તોફાનીઆરે દુખ સિંધુ મોટો, અહીં નથી તે સ્થિતિ સામું જોતો;
રીબાઉછું હું બહુ પીડ પામી, કહો કશી મોતનિ કાંઈ ખામી.!!૧૬૮
નથી કર્યાં આ ભવ કર્મ કોઈ, આખી અવસ્થા પર્યંત જોઈ;
દુષ્કર્મ દાટ્યાં કંઈ ઉમટ્યાંછે, પૂન્યો પડીને નબળાં ઘટ્યાં છે.૧૬૯
તે આવિ આજે અહિં વૈર ભાવે, શત્રૂ વટાનો વળિ યોગ લાવે
માટે હશે સંચય જન્મ પેલે, કરેલ પાપી મુજ જીવ ઘેલે. ૧૭૦
હવે થશેરે ક્યમ યોગ એની, જ્યોતીશમાંથી ગ્રહ જોઈ કે' ની;
રાખ્યું કહે વીકટ આખડી તે, એ બોલ બોલી ધરણી પડીતે.૧૭૧

બે શૂધ્ધિ સાથે જડતાથિ જાણે, દિસે સુકું લાકડું તે પ્રમાણે;
દાંતો ઘણા સજ્જડ થઈ ગયા છે, ડોળા ઊંચે આવિ ચડી રહ્યા છે.૧૭૨
દેયામણાને ભયભીત તેનો, દેખાય નાખૂશ હવાલ જેનો;
એ જોઇ દાસી મનુમાંહિ બીધી, પડી હતી દેવિ નિભાવિ લીધી.૧૭૩
ઓસો શુણી સત્વર દોડિ આવી, લોટો ભરીને જળ સાથ લાવી;
ચડ્યાં હતાં નેત્ર દબાવિ તેને, ખોળે ધરી મૂસ્તક તે સખીને.૧૭૪
છાંટ્યું ધિરેથી જળ થંડું જ્યારે, ચાંપી પછીતે ઘડિ બાઈ ત્યારે;
જરા જરા અંદર શુધ્ધિ આવી, ધિમે સ્વરે અંગ જરા હિલાવી.૧૭૫
બાઈ અરે ઓ પ્રિય પ્રાણ બાઈ, ઉઠો ઉઠો ઊત્તર આપિ કાંઈ;
આપો જરા તો કંઈ ધૈર્ય આવે, જરા જરા તે પછિ સાધ્ય લાવે.૧૭૬
નેત્રો ફિકાં શ્વેત સમાં વિકાસી, એકાગ્ર દ્રષ્ટી થકિ જોઈ દાસી;
ફ.ચે પછી પાંપણ જે વિઢાળી, ક્ષણેક્ષણે દાસિ બધિ નિહાળી.૧૭૭
જાણ્યું હવે જે કંઈ સાધ્ય આવી, દોડી પછી સત્વર તે ઊઠાવી;
થંડો અને સીતળ અંગ રાગ, ગુલાબને ચંદનનો વિભાગ. ૧૭૮
કર્યા લઈ મર્દન એમ જ્યારે, બોલી પિવાને જળ આપ ત્યારે;
ઊત્સાહથી તે અતિ હોશ ધારી, લૈ આવિ તે નીર્મળ નીર નારી.૧૭૯
કીધું નહીં જ્યાં જળપાન બાઈ, પિડા ગઈ કામનિ ત્યાં સમાઈ;
સ્વેદો વળ્યા ને લમણા ભિજાણા, ઊપાધિ કાંઈ મનમાં સમાણા.૧૮૦
બેઠી અધેળી પછિ દાસિ પાસે, કહે અરે તેં કરિ વાર વાંસે;
થાતે નહીંતો ક્ષણ નાશ મારો, માનું ખરા દીલથિ પાડ તારો.૧૮૧
જેવું ઘણાં જીવતદાન દે છે, પૂન્યો કરી આશિરવાદ લે છે;
એવી કરી તેં પ્રતિપાળના જે, અતૂલ્ય થાપ્યો ઊપકાર આજે.૧૮૨

સહાય તારી નવ શૂભ હોતે, ખરે નહીંતો પરલોક જોતે;
જીવું હવે જેહ પ્રતાપ તારો, કોટી બલે જો કરૂં ઊપકારો. ૧૮૩
લોતાળમાં જીવ બહુ પડીને, ઘાટો ઘણા તે મનમાં ઘડીને;
પામે પછી છેક વિકાર અંગે, દુખિ થઊં માયિક વસ્તુ સંગે.૧૮૪
લાગી મને નાથનિ જેહ માયા, તેના કરૂંછું સહુ ગૂણ ગાયા;
સ્વભાવમાંથી પરિ પૂર્ણ પ્રીતી, વિચીત્ર છે પ્રેમનિ એહ રીતી.૧૮૫
જે પ્રીતછે સ્વારથ માત્ર માટે, ઘણા કરેછે ધન પ્રાપ્તિ સાટે;
રાખે ગૃહિને બહુ લોક લાજે, જણાયજે સ્પષ્ટ પ્રસંગ કાજે.૧૮૬
આતો થઈ જે પ્રભુની કૃપાથી, સુખે દુખે બેઉ સમાન સાથી;
એવી પ્રિતીને બલિહારી જાવું, વિકાર તેનો ક્યમરે સમાવું.૧૮૭
જે મૂર્તીનાં દર્શન માત્ર પામી, આનંદ રે'તો અતિ ઊર જામી;
છબી હતી અમૃત સીંચ નારી, મને હતી લાડ લડાવનારી.૧૮૮
જેનાપરે જીવન મારૂં રે'તું, જેના પરે દીવસ મંન લેતું;
કદાચતે જો ઘડિ બાર જાતી, ઉચાટવાળી મનમાં હું થાતી. ૧૮૯
પછી વળી દર્શન લેઈ પાછું, મારે મને હું રચિ પૂર્ણ રાચું;
થોડી ઘડીના પણ એ વિયોગે, બની જતી બાવરિ વીણયોગે.૧૯૦
તે આજ આ દૂસહ કાળ બાણે, થઈ નિરૂપાય અશૂભ ટાણે;
હશે ખરે ઘાતક ચંદ્ર કોઈ, ગૃહો હશે નીર્બળ એન કોઈ. ૧૯૧
કાંતો લખ્યું આ કરમે થવાનું, થયા વિના જે નથિરે જવાનું;
માટે ગણું દૈવનું કામ ભાવી, મનુષ્યથી જે નથિ નીપજાવી.૧૯૨
દાડે નિશાયે ઘડી પીયુ ન્હોયે, ત્યાંતો ઘણો વ્યાકુળ જીવ હોયે;
ગયો અરે એકજ માસ વીતી, જણાયછે જો ઉરમાંહિ ભીતી.૧૯૩

આવો ગયો કાર્તિક માસ જ્યારે, ભિન્ન જશે સૂજભ કેમ ત્યારે;
ઉત્પાત આડે નથિ સૂજતું રે, કોઈ રિતે શાંત નથી થતું રે.૧૯૪
સૂર્યોદ ... મળિ ચાર દીસે, રાતાં દિસે વાદળ જે હમેશે;
તે વાયુ સા. ... પ્રસરી ખગોળે, નિશા સમજે પથરાય ટોળે. ૧૯૫
એકાદ બે દા રહિ તે ત્વરાથી, ફાટે પછી ઉન્મત વાયરાથી;
પડે બહુ સીત પ્રકોપ લાવી, બ્રહ્માંડને દે પણ તે ચળાવી. ૧૯૬
વાયુ પડે એમ ક્રમાનુંયાયી, સહુ કરે ઈશ્વર જેહ ન્યાયી;
મુંગે મુખે સેવું રહ્યુંજ મારે, મારે બલે કાં નહિતો ઉગારે. ૧૯૭
વિહાગ્નિનો તાપજ એક મેરે, કામાગ્નિ દાવાનળ બીજી પેરે;
મૂકે મને ધૂંધવતી શયામાં, બાકી રહેના પછિથી થયામાં. ૧૯૮
તાપે ધુણિ યોગિ પડે ધિખાવી, ભભૂત તે અંગ બધે લગાવી;
તેવી પડુંહું અબધૂત રાતે, જાગું ઉઠું આકુળિ તે પ્રભાતે.૧૯૯
હેમંત વીતી અલિ આમ જ્યારે, શિશીરમાં કેમ નભીશ ત્યારે;
યયું વિલોકયું અતિ કષ્ટ સાથે, થશે હવે શું સખિ મૂજ માથે.૨૦૦



# જાહેરખબર.

ઋતુ સંહારના દરેક ઋતુ પ્રમાણે તેના છ વિ[illegible]-વામાં આવ્યા છે. અને તેની નીચે પ્રમાણે કીમત રાખ-વામાં આવી છે.

| ઋતુનું નામ. | ભાગ. | કીમત. |
|---|---|---|
| હેમન્ત. | ૧ | ૦-૧-૦ |
| શિશીર. | ૨ | ૦-૧-૦ |
| વસંત. | ૩ | ૦-૦-૬ |
| ગ્રીષ્મ. | ૪ | ૦-૦-૬ |
| વર્ષા. | ૫ | ૦-૧-૦ |
| શરદ. | ૬ | ૦-૧-૦ |

દરેક ભાગ જૂદો જૂદો છપાવવામાં આવ્યોછે. અને તે નીચે લખેલ ઠેકાણેથી મળી શકશે. કીમત રોકડી લેવામાં આવશે.

વળા. કાઠીયાવાડમાં વળા મુકામે ગ્રંથકર્ત્તા પાસેથી.

મુંબઈ. રાજેશ્રી કૃષ્ણશંકર ગીરજાશંકર. ઞાંડપોર્ટુગીઝ ચર્ચ વકીલ દલપતરામને ઘેરે. બહારકોટ. મુંબઈ.

ભાવનગર. શાહ ત્રીકમજી ઓધવજી રાંધણપુરી બજાર. ભાવનગર.

નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં. દસ અથવા દ-સથીવધારે નકલ મગાવનારને એક નકલ બક્ષીસ આપ-વામાં આવશે.